'હા હા હા' એક સામટું સૌના મોઢામાંથી અટ્ટહાસ્ય વેરાઈ પડ્યું અને સૌએ વધુ જોરથી નાચવા માંડ્યું.

મને થયું કે આમ મિજાજ ગુમાવવો નહિ પરવડે એટલે મેં જરા નમ્રતાથી કહ્યું

'ઓ ઉદયશંકરના અનુગામીઓ આપ સૌ આપનું નૃત્ય બંધ કરો એવી આપને પ્રાર્થના છે'

'ત્યારે એમ જરા માણસાઈ ભરી રીતે વાત કરને ભના!' સૌ એક સામટા બોલી ઉઠ્યા અને સ્થિર બન્યા

'કહો આપ કોણ છો અને અહીં કેમ પધારવું થયું ?'

'અમે ... ' સૌ એકદમ બોલતા હતા તેને અટકાવીને મેં કહ્યું,

એક પછી એક મહાનુભાવો આપનો પરિચય એક પછી એક આપે તો હું સાંભળી શકું અને ઓળખી પણ શકું'

હાથમાં દીવાસળીના થાળ ધરી ગાતી ગાતી અને નૃત્ય કરતી અપ્સરા જેવી કોઈ અંગના આગળ આવી તેણે જવાબી નાચ કર્યું

ચડતા જુવાળ સમી ચારૂ આ ચંદ્રિકા
હૈયા હૈયામાં પ્રગટાવે રસ માલિકા
અંતરનાં આજના સુદીનના ઉમંગમાં

એકી સાથે સૌએ ઉપાડી લીધું

ઉત્સવના સાજ અંગે ધાર્યાં દીપાવલીના

'ગૂજરાતની–બૃહદ્ ગૂજરાતની આમજનતાને વાચનનો રસ લગાડનાર હું '**બેઘડી મોજ**' છું વિવિધતા એ મારૂં ખાસ અંગ છે, સાક્ષરોને આકર્ષવા માટે હું દર અઠવાડીએ સાહિત્યના સૂર પૂરૂં છું અને, મારી ખરી વિશિષ્ટતા તો દીપોત્સવી અંક જૂઓ, આ વખતે તો મેં કેવા કેવા લેખકોને મારે આંગણે નોતર્યા છે શ્રી ખબરદાર, મેઘાણી, સુન્દરમ્, મસ્તફકીર, ધૂમકેતુ, લલિતજી, જોષી વગેરે વગેરે જેવા પ્રખ્યાત અને ઉગતા લેખકો અને કલાકારો શ્રી જગમોહન મિસ્ત્રી, લાલચંદ, કલાધર, અમૃતનાથ, સુખડીઆવાળા કેવા ગણાતું આ વખતે તો મેં સાહિત્યની દૃષ્ટિ બરાબર સાચવી છે અને મારો ગેટ-અપ જરા જુઓ તો ખરા સવા બસો પાનાનો આવો દળદાર અંક ગ્રાહકોને મફત મળે આટલું યે બીજા અઠવાડિકો આપે તો ખરા! ખબર પડે ખબર કેમ શું કહો છો?'

'બરાબર, બરાબર' એણે દ વેલ ઓળખાણના પ્રવાહમાં ખેંચાતાં હું બોલી ઉઠ્યો

થએલ છું. જાણીતા લેખકોએ રાખેલા મુજબ સહકાર આપી મારી ઉપયોગીતામાં વધારો કર્યો છે. બીજા અંકોની હરોળમાં કદાચ તમે મને ન મુકો તો પણ મારૂં સ્થાન મારી રીતે મેં પ્રાપ્ત કરી લીધું છે.'

'અને એ સ્થાન જરાપણ ખોટું નથી.'

'અને તમે—?'

'ચિત્રપટ. સિનેમા અને રંગભૂમિના ગણાતી શકાય તેવા અઠવાડિકોમાં મારૂં સ્થાન મહત્વનું છે. દુનિયા જેને ધિક્કારે છે તે વારાંગના જગતને એના સાચા સ્વરૂપે એજ દુનિયા પાસે રજુ કરવાનો મારો આ નમ્ર પ્રયાસ છે. એમાં આથીયે વધુ સારા લેખો માટે અવકાશ છે પણ એ જગતના સંપર્કમાં રહેનારો લેખક વર્ગ પોતાની કલમ ચલાવે ત્યારે એ બની શકે. બાકી ત્યાં સુધી 'જરે છે છતાં હસે છે' એવું દર્દમય જીવન જીવતી વારાંગના માટે તમારા કાળજાના એક ખુણામાં સહનુભૂતિ કેળવજો. એટલી વિનંતી સ્વીકારશો ?

'સહાનુભૂતિ ? એટલુંજ નહિ, એથીયે વધુ. આ જગતની પિછાણ વધુ ને વધુ કરાવતા રહો ભાઇ !

'અને તમે- ?'

'મોજ મજાહ. સિનેમા જગતમાં મારૂં માન ભર્યું સ્થાન સૌ કોઇને વિદિત છે અમારે તો વરસ દરમ્યાન કેટલાયે ખાસ અંકો કાઢવાના, એટલે આથી વધુ ધ્યાન ન આપી શકીયે તો ક્ષમ્ય ગણાય. છતાં યે ઠીક મનનીય કૃતિઓ આ અંકના પાના ઉપર પથરાયેલી તમે વાંચશો તો અમારા ગજા પ્રમાણે ઠીક એમ તો કહેશોજ.'

'કેમ નહિ, તમારી રીતે તમે સિનેમા જગતની સેવા કરો છો અને તેય ઓછું પ્રશંસનીય નથી.'

'અને તમે—?'

બૃહદ ગુજરાતમાં બહાર પડતા અઠવાડીકો, ખાસ અંકો દ્વારા કેવી જાતની સાહિત્ય સેવા કરે છે, એનો આ અંક પુરાવો છે. મને ન ઓળખ્યો ? મારૂં નામ મહાગુજરાત, પ્રગતિશીલ સાહિત્યનો આ અંક જગતમાં ચાલી રહેલ પ્રગતિવાદી ચક્રોનો ખ્યાલ તમને જરૂર આપશે. મારી રીતે તંત્રીઓ પણ પોતાનો ફોટો પહેલેજ પાને છપાવતા થઇ જાય એટલો પ્રગતિવાદી ચીલો મેં પાડયો છે, અને સૌ તંત્રીઓ એ ચીલે ચાલ્યા આવે એમ હું સ્વચ્છ છું સમજ્યા ?'

'હા, ભાઇ હા. સમજણ નહોતી પડતી તેની તમે સમજણ પાડી. તંત્રી થવાનું સદ્ભાગ્ય બ્રહ્માજીએ છઠ્ઠીને દિવસે આપ્યું હશે તો જરૂર તમારે પગલે ચાલવાનોજ' મેં એમની સલાહ મસ્તકે ચડાવતાં કહ્યું.

છેલ્લે એક જ વ્યક્તિ રહી હતી તેની સામે મેં નજર કરી અને આદર પૂર્વક પૂછ્યું

'અને મહાનુભાવ આપ—?'

"નામનાજ નાણું છે' એ ઉક્તિ બીજાને માટે ભલે સાચી હોય પણ મેં તો એને ખોટી પાડી છે. તંત્ર બદલનાં સૌ કહેતા કે હવે શું થશે. પણ હું દિવસે દિવસે વધુને વધુ તંદુરસ્તી પ્રાપ્ત કરૂં છું. મને ભલે તમે સર્વ શ્રેષ્ઠ માસિક ન કહો, પણ બીજાને સર્વ શ્રેષ્ઠનું પદ લેવા દઉં તો તો થઇ રહ્યું છે ને? એટલી જાગૃતિ જો ન સેવું તો મારૂં નામ 'કૌમુદી' શેનું. અને આમ જાહેર રીતે, બીન શરતી પુરસ્કાર પદ્ધતિ ચાલુ કરવાનું માન અત્યારે તો હું ખાટી જઉં છું. એના ફાલ સમો આ અંક જરા જોઇ તો જાવ. કાવ્યો, નાટિકાઓ, વાર્તાઓ, વિવેચનો કટાક્ષ, જીવન, ઇતિહાસ, માનસશાસ્ત્ર વિજ્ઞાન, સાહિત્યનું એક પણ અંગ બાકી નથી રહેવા દીધું. સવા બસો પાનાના આ અંકમાં વેરાયેલી સામગ્રી તમને રંગીન વાચન આપવાની. અલબત્ત બાઇન્ડીંગ વગેરે અગાઉ જાહેર કર્યું હતું તેવું આપી નથી શકાયું. પણ એ તો શું થાય, વખતસર ન પહોંચીએ તો વળી તમે જ કહો કે દિવાળી અંકે તો 'રેગ્યુલારીટી' સાચવો અલબત્ત એમાં ક્ષતીઓ રહી...."

'અરે સાંભળો છો? હું અણકોટના દર્શને જાઉં છું' એમ કહેતા મારા ગૃહલક્ષ્મીએ મને જગાડયો.

'હેઠ તારૂં ભલું થાય! મારો ખેલ બગાડી મુકયો.' મેં જરા તપીને કહ્યું.

'હવે રાખો રાખો, તમને તો ઉંઘમા યે ખેલ સુઝે છે. હું જાઉં છું. જો જો આ ઘર ઉઘાડું છે.' એમ કહી એ તો રવાના થયા અને હું આ બધું શું બની ગયું તે વિચારવા મંડયો. મને થયું ચાલો આ પણ ઠીક થયું. આ બધા દીપોત્સવી અંકોમાં બંધાયેલા બે હજાર પાના વાચતા ખાસ્સા છ મહિના લાગત અને તેનું અવલોકન લખાઇને છપાત ત્યારે તો ભૂતકાળની વસ્તુ બની જાત, એટલે એ અંકોએ પોતેજ કરાવેલ ગુણ દર્શનને મેં હૃદયથી આવકાર્યું. અને ખરેખર તો આજના, વિશેષ એનર જમાનામાં એજ વધુ જરૂરનું છે. કવિઓએ પણ ક્યાં નથી કહ્યું,

'અને એથીયે છે એ અઘરા
પોતાના સાચા સદગુણો જાણવા'

# કલાદર્શન

## ગુજરાતની ચિત્રકલાનો પ્રતિનિધિ સંગ્રહ

રવિશંકર રાવળ, રવિશંકર પંડિત, કનુ દેસાઇ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ, કૃષ્ણલાલ ભટ્ટ, ચન્દ્રવદન ભટ્ટ, એ સાતે ગુજરાતી કલાકારોનાં, ૧૦"x૧૧"ના માપના વિવિધરંગી માઉન્ટ ઉપર ચોડેલાં દસ સુનંદાં, પૂર્ણરંગી ચિત્રોનો અભિનવ સંગ્રહ.કાચું ૧–૪–૦; પાકું ૧–૮–૦ રજિ.–પોસ્ટેજ ૦–૬–૦

---

# ચિત્રશતક

## સવા રૂપિયામાં સો ચિત્રોનો સંગ્રહ

કોણે કહ્યું કે કલાનો ઉપભોગ શ્રીમંતો જ કરી શકે? શુદ્ધ ઊંચી પસંદગીની, વિવિધતાવાળી અને સંસ્કારી કલાનો સુસમૃદ્ધ સંગ્રહ, મધ્યમ સ્થિતિનો ગમે તે ગૃહસ્થ કે કરકસર-વાળો કોઈ પણ વિદ્યાર્થી ખરીદી શકે એટલી કિંમતે મળે છે.

સુંદર ઉઠાવ • મજબૂત બાંધણી • કિં. ૧-૪-૦ પોસ્ટેજ ૦-૩-૦

---



જેને વિષે હવે વિશેષ જાહેરખબર કરવાપણું રહ્યું નથી એવું ઘરઘરનું જાણીતું અને જનજનનું માનીતું આવતી પ્રજાનું માસિક

એની વિશુદ્ધ ગૌરવાન્વિત કલા, એના સંસ્કાર સંપન્ન જ્ઞાનપ્રચૂર લેખો, એની એકધારી ઊંચી કાવ્યસામગ્રી, એની મનોહારી વિવિધતાભરી માસેમાસની નવીનતા, બધું અનોખું છે–અજોડ છે

વાર્ષિક લવાજમ રૂ. ૬–૦–૦ :: ::: :: પરદેશ ૧૨ શિ

**નમુનાના અંકના પૈસા પડતા નથી.**

એનો કોઇ પણ અંક જુઓ અને તમે ગ્રાહક થવા લલચાશો

---

કુમાર કાર્યાલય • ૧૪૫૪ • રાયપુર અમદાવાદ